ગુજરાત આનામાળા સીરીઝ ૧૨ મી.

वाहु मरोरे जातहो निर्बळ जानके मोय,
हृदयसे नहि जाओगे बली बखानु तोय.

सुरदास.

# બિલ્વમંગળ અથવા સુરદાસ.


પ્રયોજક અને પ્રકાશક

ગોર—અંબાલાલ છગનલાલ.

શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. )


---

સંસાર દર્શન વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના કર્ત્તા અને [illegible]ાંક માસીકોના લેખક.

---


વિક્રમાબ્દ ૧૯૭૫. ] પ્રત ૧૦૦૦. [ ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.





આવૃતી બીજી.

કિંમત. } ગ્રાહકોને માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોને મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓથી અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દષ્ટિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| વિજયા દશમી. | આપનો સ્નેહાધીન, |
| | ગોર અંબાલાલ છગનલાલ. |
| વડાગામ (મહિકાંઠા) | શીકા (સ્ટેટ ઇડર–મહિકાંઠા.) |

# શ્રી કૃષ્ણનો પ્રેમી ભક્ત



# બિલ્વમંગળ અથવા સુરદાસ.




લ્વમંગળ અથવા સુરદાસનો જન્મ દક્ષિણ દેશમાં વિણા નદીના તીર પ્રાન્તમાં હતો. તેઓના પિતા સાધારણ સ્થિતી ઉપરજ પોતા કુટુંબનો નિર્વાહ ચલાવતા. તેમની માતા તેમને ૮-૧૦ વરસના બાળક મૂકી ગુજરી ગયાં હતાં. અને તેઓ ગ્નાતે ઉચ્ચકુળના બ્રાહ્મણ હતા.

દૈવની વાત અદ્રશ્ય છે. માણુસ ધારે છે શું? અને ઇશ્વર કરે છે શું? કમનશીબ બિલ્વમંગળ સબંધી પણ એવુંજ બન્યું. તેમના પિતા એ પછી તેમને ૧૫-૧૬ વર્ષના મૂકી ગુજરી ગયા. પિતાના સ્વર્ગસ્થ પછી તો ઘરનો ઉત્તરાધીકારી માત્ર બિલ્વમંગળજ હતો.

ઉચ્ચકુળના જન્મ સંસ્કારોથી બિલ્વમંગળ વિદ્વાન અને ઇશ્વરનો પ્રેમી ભકત હતો. તેમજ તેઓ શ્રી કૃષ્ણનાં ભજન કીર્તન મધુર સુરથી ગાતા. અને શ્રૃંગાર રસનાં પદ બનાવવામાં સદાય એમનું ચિત પ્રેરાયેલુંજ રહેતું.

માણુસના સીધા સાદા સ્વભાવમાં અને વર્ત્તનમાં આડે આવનાર માત્ર મનની ખરાબ વાસનાઓ અને મોહ સિવાય બીજું કંઇજ નથી ત્હેમાં પણ સંસર્ગનો દોશ મ્હોટો છે. સંસર્ગ બે પ્રકારનો છે. એકતો સારો અને બીજો નરતો એવાજ પ્રકારે ખોટા સંસર્ગથી

બિલ્વમંગળને એ ગામમાં રહેનારી ચિંતામણી નામની વેશ્યા. જોડે પહેલીજ ઓળખાણ થઇ એ પછી તો એ યુવક ( બિલ્વમંગળ ) તે સ્ત્રિને ત્યાં દરરોજ જવા લાગ્યો.

ચિંતામણી, એ ગામમાં રહેનારી વેસ્યા સ્ત્રિ હતી. તેના પૂર્વે જન્મના સંસ્કારોએ એને આ અધમ અવતારમાં દાખલ કરી હતી. પરંન્તુ આ અવતારમાં તો તેણીએ પરમ અનુરાગરૂપ ભક્તિનું સાધન કર્યું હતું. ઇશ્વરનાં ભજન કીર્તન ગાવામાં અને કથા વાર્તા સાભળવામાં એનો પ્રેમ વિશેષ હતો. ઘણા મેળાવડાઓમાં એ જતી. તો ત્યાં બિલ્વમંગળનાં બનાવેલાં શ્રી કૃષ્ણની પ્રેમભક્તિનાં ભજનો (ગાયનો) શ્રૃંગાર રસથી હાવભાવયુક્ત ગાતી હતી. તેમ પોતાના ધંધા ઉપર એનો પૂર્ણ અભાવ અને તિરસ્કાર હતો. પરંન્તુ ત્હેની વૃદ્ધ માતાના આગ્રહથી તેને પોતાના ધંધામાં રહેવું પડતું.

આજે કંઇક કારણથી બિલ્વમંગળ ચિંતામણીને ત્યાં જવાનો વખત ચૂકી ગયો હતો. તે અડધી રાત્રે ઝટપટ નીકળ્યો. ઘણીજ ત્વરાથી તે સ્ત્રિના ઘર તરફ જવા લાગ્યો. પરંન્તુ બહાર અંધકાર વ્યાપી ગયો હતો અને આકાશ વાદળાંઓથી ઘેરાઇ ગયું હતું. વિજળી ઝબક ઝબક થતી હતી અને એકદમ મૂશળધાર વરસાદ તૂટી પડયો. વરસાદના ગડગડાટ અને અંધકારના ભયથી બિલ્વમંગળ વિચાર કરવા લાગ્યા. કે હવે મ્હારે કેવી રીતે જવું ? આજે આખો દિવસ હું ગયો નથી. હું જરૂર જઇશ. એમ નક્કી વિચાર કરી તે મહાત્મા આગળ ચાલવા લાગ્યા. કે તેમની નજર આગળ બીજી વાત આવી ઉભી રહી. તે એ હતું જે નદીનાં પાણી પૂર જોસથી ચઢયાં હતાં. અને ઘું ઘું શબ્દ થતો હતો. હૃદયને ધબકાવી નાખે એવો

અવાજ થતા હતા. ચિંતામણી નંદીની સ્હામેપાર રહેતી હતી અને તેનું એક મજલાનુ ન્હાનુ મકાન હતું. હવે સ્હામેપાર કેવી રીતે જવું. એમ બિલ્વમંગળ વિચાર કરવા લાગ્યા ત્યાં તેમની હિંમત તૂટી ગઈ અને રોવા લાગ્યા.

એટલામાંજ અંતર્યામી પરમકૃપાળુ શ્રીકૃષ્ણ પરમાત્માએ ત્હેમના હૃદયમાં પ્રેરણા કરી. ત્હેમની દ્રષ્ટિ નદીમાં વહેતી એક વસ્તુ ઉપર પડી. બિલ્વમંગળે તે જોયું. અને અંધારામાં તે વસ્તુને પોતાની પાસે ખેંચી લઇ તે મહાત્મા તેના ઉપર ચ્હડી બેઠા. એ વસ્તુ તે આત્ર દૂરથી ખેંચાઈ આવેલું એક મડદુ હતું. પણ બિલ્વમંગળે એને લાકડુ ધારી, અથવાતો આ ન્હાવ ચિંતામણીએ મારા માટે મોકલ્યું છે. એમ સમજી સ્વારી કરી હતી. ગોથાં ખાતા ખાતા અને ઘણાજ કષ્ટથી તે સ્હામેપાર ગયા. અને ચીંતામણીના મકાનની ભીંતને અડીને પાણી વ્હેતુ હતું. ત્યાં વિશ્રામ કર્યો. હવે ઉપર કેવી રીતે જવું. એમ વિચાર થવા લાગ્યા. ચિંતામણીને એણે ઘણીવાર બોલાવી પરંતુ તે સ્ત્રિ વરસાદના શોરબકોરથી કંઇ પણ બોલી નહિ. વળી વરસાદ ધડાધડ પડવા લાગ્યો. અને નદીનાં પાણી પૂર્ણ જોસથી ચ્હડવા લાગ્યાં. બિલ્વમંગળે તે મડદાને એક બાજુએ બાંધી અંધારામાં ભીંત ઉપર હાથ ફેરવ્યો, તો ત્યાં એક મ્હોટો સર્પ લટકતો હતો. તેઓએ તેને દોરડું સમજી વિચાર કર્યો, કે મારી પ્રિય સ્ત્રીએ આ વસ્તુ મ્હને ચ્હડવા મોકલી છે. એમ કહેતાં ઝટપટ ત્હેને બે હાથે ખેંચી ઉપર ચ્હડી ગયો સર્પ પોતાના પ્રાણભયથી કંઈ પણ બોલી શક્યો નહિ.

ઉપર જતાંજ તે વેશ્યાને જગાડી. એ વેશ્યા ચમકી ઉઠી. તેણીએ સાવધાન થઇ જોયું તો બિલ્વમંગળ સ્હામે ઉભો છે અને

તે પૂછવા લાગી કે અરે ? તું આટલી મોડી રાત્રે આવા વરસાદમાં અહીં ક્યાંથી અને તું કેવી રીતે અત્રે આવ્યો. ચકિત થઇ બિલ્વમંગળ કહેવા લાગ્યો. હે પ્રિયા ત્હેં મારા માટે સામે તીર પર નાવ મોકલ્યું હતું. તે ઉપર બેસી હું બારીએ બાંધેલા દોરડાના સાધનથી અત્રે આવ્યો છું. હે સ્ત્રિ તું મને ઘણીજ પ્રિય છે. અને તેં મારા માટે જે શ્રમ ઊઠાવ્યો છે તે ખરેજ છે. ચિંતામણી ચમકી અને કહેવા લાગી. મેં તો તારા માટે કંઇપણ સાધન મોકલ્યું નથી. અથવા દોરડુ બાંધ્યું નથી. પણ તું કેવી રીતે આવ્યો તે મને બતાવ ? એમ કહી દીવો લઇ બિલ્વમંગળ આગળ થઇ અને બતાવવા લાગ્યો કે જો પેલું પાણીમાં તરે છે તે લાકડું ( સાધન ) તેં મોકલ્યું હતું. ચિંતામણીએ જોયું તો એક ચીંથરાથી બાંધેલું મડદુ હતું. અને તે ઉપર બેસી બિલ્વમંગળ આવી ભયાનક રાત્રીએ આવ્યો હતો. પાછી બારી તરફ દ્રષ્ટિ કરી તો ત્યાં દોરડુ તો નહીં પણ એક મજબુત બાધાનો ટાઢથી ઠુંઠવાઇ ગયેલો સર્પ લટકતો હતો. આ આશ્ચર્યજનક હકીકત જોઇને તેણીને ઘણીજ નવાઈ લાગી. અને બિલ્વમંગળને કહેવા લાગીઃ—

અરે ? ગૃહસ્થ તુ જાતનો બ્રાહ્મણ છે અને તું સારા કુળનું ફરજન છે. પહેલાં ત્હારી વિદ્વાનમાં ગણત્રી હતી. પણ હવે તું મારામાં આશક્ત થઇ ત્હારી કીર્તિને લાંચ્છન લગાડે છે. આ શરીરમાં શું છે જો, આ એક હાડમાંસથી ભરેલું પીંજર છે. અને ત્હેમાં નાશવંત શરીર ઉપર મોહ કેવો ? મારા પ્રત્યે જેટલો ત્હારો મોહ છે. તેટલોજ તું શ્રીકૃષ્ણ પરમાત્મા ઉપર મોહ રાખ અને તેમનુ ભજન કિર્તન કર. તારી વિદ્વતાઇનો મારા નામ માત્રથી નાશ થશે અને

ઇશ્વરના નામથી તારી કીર્તિને ફેલાવો થશે. ઇશ્વર ભક્તિથી ત્હારો ઉદ્ધાર થશે નિતિશાસ્ત્રમાં કહ્યું છે કે. અવિનાશીનો આશ્રય અને ધર્મ હમેશાં રહે છે. સુખ અને દુઃખ નાશવંત છે. માટે ત્હમે વિનાશી સુખ અને દુઃખનો અવિનાશી ધર્મમાં અને આત્મામાં નિવાસ કરો. અને હમેશાં સંતોષ રાખવો જોઇએ. અનિતિના માર્ગનો ત્યાગ કરવો કારણ કે સંતોષ એ મૂખ્ય લાભ છે. વળી ભક્તિનું સાધન મોટું છે અને આ માયીક સ્થાન નાશવંત છે અરે ગૃહસ્થ જેને રામાયણમાં કહ્યું છે જે—આ કાવ્ય વડાગામનિવાસી ગોર મુળશંકર ખેમરામે લખ્યું હતુ એ પછી મેં અત્રે દાખલ કર્યું છે.

ધીક......ધીક......તો...હી પ્રાણ પ્રિયા......રે
ચામ......હાડ......અતિ નિરસ........હમારે
એસી......પ્રિત......જો......લાગત...... રામે
તોહી......સુધરત......તુમ્હે........સબ કામે
—તુલસીદાસ—

મહા બળવાન અને પ્રતાપવાન મોટામોટા રાજાઓ ધન ધાન્યથી અતુલ વૈભવશાળી અને આ સુવર્ણથી ભરેલી પ્રથ્વીનું રાજ્ય કરી અને રાજ્ય અને મોટા વૈભવોનો ત્યાગ કરી કાળને આધીન થયા છે. આ ક્ષણભંગુર દેહ નાશવંત છે. એની મોહમાયા જુકી છે. ઇશ્વર એજ સાચો સ્નેહી મીત્ર છે. એજ આપણો પાલનકર્ત્તા પરમેશ્વર છે તેનું સ્મરણ કરો. હે ભાઇ? જેનું ઘણાજ કષ્ટથી પોષણ કર્યું હોય બાલ્યાવસ્થાથીજ જેનું લાલનપાલન કર્યું હોય આપણને પ્રાણ કરતાં પણ વહાલો હોય એવો પુત્ર જ્યારે મરી જાય છે. ત્યારે અને વજ્ર જેવા હૃદયના પુરૂષો પણ દયા ઉપજે ત્હેવી રીતે રૂદન

કરે છે. તોપણ તે પુત્રને કાષ્ટની ચીતામાં નાખી બાળી મૂકે છે. તે મરી ગયેલા મનુષ્યનું ધન બીજો ભોગવે છે. મરેલાંના શરીરને પક્ષી ખાય છે. હે ભાઇ, તમને જે શરીર ઉપર મોહ ઉત્પન્ન થાય છે ત્હેમાં લોહી માંસ હાડકાં સિવાય બીજું શું છે? તેનો પણ નાશતો છેજ એવા રક્તમય દેહ ઉપર મોહ કેવો આ દેહ જંગલમાં પડી જાયતો તેને ગીધ કુતરાં અને હીંસક પશુ મારીને ખાઇ જશે ફક્ત મરણ પામેલા મનુષ્યની પાછળ પુન્ય અને પાપ એ બે વસ્તુજ સાથે આવે છે. પરલોકમાં પણ એ બે વસ્તુનોજ સમાગમ થાય છે. હે ભાઇ? પક્ષીયો જેમ ફળ રહીત ઝાડનો ત્યાગ કરી જતાં રહે તેમજ ગ્નાતીલાઓ, સગાંઓ, પુત્રો અને હું (ચિંતામણી વેશ્યા) એ સર્વે મરી ગયલાંનો ત્યાગ કરી ચાલ્યા જવાનાં સુર્ય, ચંદ્ર, તારા, અને આખા બ્રહ્માન્ડનો પણ નાશતો છેજ વળી અગ્નિમાં નાખેલા પુરૂષની પાછળ તેનું પોતાનું કરેલું કર્મ જાય છે, માટે પુરૂષે પ્રયત્નથી હળવે હળવે ધર્મનો સંગ્રહ કરવો. એક ઠેકાણે કહ્યું છે જે—

**विद्यामित्रं प्रवासेच भार्यामित्रं ग्रहेशु च**
**व्याधिस्थस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च**

ભાવાર્થ એ છે જે—પ્રવાસના વિષે મિત્ર વિદ્યા છે. ઘરના વિષે મિત્ર સ્ત્રિ છે, અને રોગનો મીત્ર ઔષધ છે તેમજ મરણ સમયે મીત્ર ધર્મજ છે. માટે દરેક મનુષ્યે ધર્મનો સંગ્રહ કરવો. હે બિલ્વ-મંગળ તું અધર્મ કરી ધર્મનો લ્હાવ કેવી રીતે લઇશ? ધર્મ અને અધર્મ એ બંન્ને ભીન્ન ભીન્ન પ્રકારની વસ્તુ છે. ધર્મ આપણને તારનાર છે. જ્યારે અધર્મ ડુબાવી દે છે ધર્મનું વૈર અધર્મથી વળે છે. આ લોકની ઉપર સ્વર્ગ લોક છે. અને આ લોકની નિચે ઘણુંજ

મોટું અંધતા મિશ્ર નામનું નર્ક છે. એ નર્ક તેજ ઇન્દ્રિયોનો મહા મોહ કરનારૂ જાણવું. એ નર્કને તમારે કિંચિત માત્ર પણ સ્થાન આપવું ન જોઇએ હે ભાઇ ? આત્મા નદી છે. તેનાં ધર્મરૂપ તિર્થ છે. તેનુ મૂળ સત્ પરબ્રહ્મ છે. ધૈર્ય એના કિનારા છે દયા તરંગ છે તેમાં જે મનુષ્ય સ્નાન કરે છે. અને પોતાનું આત્મસ્વરૂપ ઓળખેછે. તેજ પવિત્ર થાય છે. પુન્ય કર્મ કરનાર ધર્મ છે અને પાપ કર્મ કરનાર અધર્મ છે. વળી નિત્ય સંતોષ રાખવો એ પણ એક પુન્ય કર્મ છે હે બિલ્વમંગળ ? કામક્રોધરૂપી ઝુડવાળી પાંચ ઇન્દ્રિયોરૂપી પાણીથી ભરેલી નદીમાં ધૈર્યમય નાવ ગ્રહણ કરી જન્મનાં દુઃખોને તરી જાઓ છે। તમે મનુષ્ય લોકમાં ઉત્તમ યશ મેળવશો. અને તમને આ લોકમાં તથાં પરલોકમાં ભય રહેશે નહિ. હે બિલ્વમંગળ ? ઈશ્વર ભકિતથી ત્હારો અને તારા કુટુંબનો ઉદ્ધાર થઇ જશે. આ કારણથી તું અહીંયાથી જા અને અધોગતીના માર્ગથી બચ

ઉપર મુજબનાં ઉપદેશમય કથનો સાંભળી, તેમજ મડદા તથા સર્પનો ભયાનક દેખાવ જોઇ બિલ્વમંગળને ઘણાજ ખેદની સાથે વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે કહેવા લાગ્યો–હે સ્ત્રિ તને ધન્ય છે. તુ જાતની વેસ્યા સ્ત્રિ છે. પરંતુ ઇશ્વિર ભક્તિથી ત્હારૂ મન પવિત્ર છે. ત્હારાં ઉપદેશમય કથનોને હું અમુલ્ય રત્નરૂપ સમજુ છું. મારા હૃદયપટમાં ત્હારાં કિંમતી વચનોનો હું સત્કાર કરીશ. પરમ અનુરાગરૂપ ભક્તિનું હું સાધન કરીશ. હે સ્ત્રિ અત્યારે હું ત્હારો પૂર્ણ આભાર માનું છુ. તું એક સ્ત્રિ નથી પણ સાચો શિક્ષક છે. અને ગુરૂ કહું તો પણ આ સ્થળે કંઇ વધારે નથી. આ યૌવન નશ્વર છે બાળયુવા અને વૃદ્ધાવસ્થા એક પછી એક નિયમસર ચા- લ્યાંજ કરે છે. ત્હેમાં પણ કાળનો ભય મોટો છે. છેવટે સારા નરતા

કર્મોનોજ ન્યાય છે અરે ? મેં આજ સુધી સારા નરતાનો વિચાર ન કર્યો અને આ પાપ વાસના કેવી હું પાપનાજ પ્રવાહમાં તણાયેલ્હું.

હે ભગવાન, હે પરમાત્મા ! તું મને ક્ષમા આપ હે પ્રભુ ? ત્હારા ચર્ણોમાં સદાય પુજ્યભાવ રહે એવી સદ્બુદ્ધિ અર્પણ કર. બસ?

હવે તો આ દેહ પ્રભુમાંજ અર્પણ કરવો. એજ શ્રેય છે. એમ વિચાર કરી. ઘરબાર છોડી દઇને પ્રભુના દર્શન માટે વંદ્રાવનમાં ચાલ્યા ગયા.

નિરંતર પ્રભુના ચરણોમાં ધ્યાન ધરવા લાગ્યા અને કૃષ્ણ હરે કૃષ્ણ એમ ઉચ્ચાર કરવા લાગ્યા. જ્યાં ત્યાં સ્થળે સ્થળે શ્રી કૃષ્ણનાં શ્રૃગાર રસના પદો ગાવા લાગ્યા–વંદ્રાવન–વ્રજ ચોરાશી કોશ ફરતા ફરતા એક ગામ નજીક આવી પહોંચ્યા. ત્યાં સરોવરમાં પાણી પીવા ઉતર્યા–તેમની પાસેજ એક સ્ત્રિ પાણી ભરવા આવી હતી. તે સ્ત્રિ ૧૫–૧૬ વરસની કોઇ ગ્રહસ્થની સ્ત્રિ હતી. તેને જોઇ જોઇ બિલ્વમંગળને ફરીથી મોહ ઉત્પન્ન થયો તે સ્ત્રિ પાણી ભરી ઘર તરફ ફરવા લાગી તો બિલ્વમંગળ પણ તેની પાછળ પાછળ આવવા લાગ્યા. અરે ? એવી સ્ત્રિઓને જોઈ મોટા મોટા મહાત્માઓ ચલાયમાન થઇ જાય છે તો. બિચારા નવ શિક્ષિત બિલ્વમંગળની તો વાતજ શી ?

જતાં જતાં તે સ્ત્રિ પોતાના ઘરમાં ચાલી ગઇ પરંતુ બિલ્વમંગળ તેના દ્વાર પર ઉભા રહ્યા. તે સ્ત્રિના પતીએ સ્ત્રિને કહ્યું કે આ કોઇ બહાર અતિથી આવ્યો છે. અને તે સાધુ પુરૂષ છે. સાંજનો સમય થઈ ગયો છે. માટે એને ઘરમાં બોલાવી લાવ ? એ મહાત્મા સાધુનો અતિથી સત્કાર કર ? એ પછી તે સ્ત્રિ બોલી–હે સ્વામી–તે પુરૂષ સાધુ નથી. એ કોઈ ખળ અને કામી. પુરૂષ છે. એનાં ચરિત્રોથી

હું જાણી ગયછું સ્ત્રિની હકીકત તેના સ્વામીએ કાંઇ પણ ધ્યાનમાં લીધી નહિ અને તે સાધુ પુરૂષને ઘરમાં બોલાવી લાવવા તે સ્ત્રિને સમજાવી અને કહ્યું કે, હે સ્ત્રિ ગમે તે હોય તેમાં આપણને શું-આપણો ગૃહસ્થનો ધર્મ છે. કે અતિથીનો સત્કાર કરવો. તેમાં પણ આતો સાધુ પુરૂષ છે માટે તું વસ્ત્રાભૂષણ પહેરી–તૈયાર થઇ પૂંજાનો સામાન લઇ તે અતિથીનું પૂજન કર–હું તેમના ખાવા પિવાનો બં-દોબસ્ત કરાવુંછું. એમ કહી પુરૂષ રસોઇ કામમા ગયો અને સ્ત્રિ અતિથિના આદર સત્કાર અર્થે બહાર આવી.

બિલ્વમંગળે સ્ત્રિની પતિપરાયણ ભક્તિ અને પુરૂષનો સાધુઓ ઉપર ભક્તિ ભાવ અને નિષ્ટા જોઇ વિચાર કર્યો. શું ? નાશવંત શરીર ઉપર મોહ કેવો ! અને આ સ્ત્રિ પુરૂષની મારા ઉપર કેવી શ્રદ્ધા, જ્યારે હું ઢોંગી થઇ તે સ્ત્રિ ઉપર ખરાબ વાસનાથી જોઉછું. ત્યારે તે લોક મારા ઉપર કેવો ભક્તિ ભાવ રાખે છે ? બસ ? હુંજ પાપીછું, કે મેં ખોટા વિચાર કર્યો, હરી હરી ? હવે મારે શું કરવું એમ દીલગીર થતો તે સ્ત્રિને બિલ્વમંગળ કહેવા લાગ્યો.

હે બેની ? ભોજન સમય પહેલા મને બે સોયા લાવી આપજે હુકમ થતાં તે સ્ત્રિ એ બે સોયા લાવી આપ્યા–સ્નાન પુંજાથી પર-વારી બીલ્વમંગળને જમવા માટે ભાણુ તૈયાર કરવા તે સ્ત્રિ રસોડા-મા ચાલી ગઈ. વળી બિલ્વમંગળે વિચાર કર્યો કે આ પાપ વાસ-નાને ઉત્પન્ન કરનાર માત્ર આ બે ચક્ષુ ઇન્દ્રિયો છે, અને તે નહોય તો આવી દુષ્ટ બુદ્ધિ કદી સંભવેજ નહિ. એમ કહી તે બંન્ને સોયા પોતાની બંન્ને આંખોમાં ભોકી દીધા. નેત્રો ફુટી ગયાં–તે સ્ત્રિભોજન લઇ બહાર આવી તો સાધુ પુરૂષની આંખો ફુટી ગયેલી છે. અને

ચોતરફ લોહી વહેવા લાગ્યું. એ જોઇ તે ગભરાઇ ગઈ અને પતિની પાસે તે સર્વ વૃતાન્ત કહેવા લાગી. એ પછી બંન્ને દીલગીર થયાં છેવટે બિલ્વમંગળે તેઓ બંન્નેને સ્હમજાવ્યાં અને ભોજન ર્ક્યાપછી વંદ્રાવન તરફનો માર્ગ પાછો ગૃહણ કર્યો, ત્યાંથીજ તેઓ સુરદાસના નામથી ઓળખાવા લાગ્યા.

એક વખત એવું બન્યુ કે શ્રીકૃષ્ણનાં ભજનોની ધુનમાં વંદ્રાવન તરફ જતા હતા ત્યાં રસ્તામાં એક મ્હોટો ખાડો આવ્યો હવે તેઓ પોતે આંધળા થઇ ગયા હતા. પછી તેઓને ખાડો કોણ બતાવે? ગોપીયોને વહાલા એવા જે શ્રીકૃષ્ણ પરમાત્માને ચિંતા થઈ કે આ મારો પ્રેમી ભકત છે અને તે ખાડામાં પડી જશે માટે એને ટેકો આપી બચાવવો જોઈએ ત્યાં એક સુંદીર બાળકનું રૂપ ધારણ કરી ભગવાન દૂરથી કહેવા લાગ્યા કે હે બ્રાહ્મણ તું ડાબા હાથનો રસ્તો છોડી જમણા હાથ તરફ ચાલ્યો જા આવો મધુર કંઠ સ્વરસાંભળી સૂરદાસે વિચાર્યું જે આ કોઇ માણસ નથી અને તે વળી બાળક છે. માટે શ્રી કૃષ્ણ પરમાત્માતો નહી હોય? ઠીક છે જોઉતો ખરો એ ક્યાં જવાના છે? મનમાં વિચાર કરી બિલ્વમંગળ તે ખાડા તરફ જવા લાગ્યા અને વળી વિચાર કર્યો જે આ સંસાર રૂપી ખાડાનાંથી ભગવાન બચાવી લે છે તો હું એક સાધારણ ન્હાના ખાડામાં પડુછું અને તેમનો ભકતછું તો શું મને તે ભગવાન નહિ બચાવી લે.? એમ વિચાર કરતાં તે ખાડા તરફજ જવા લાગ્યા વળી તે બાળકે કહ્યું—હે સુરદાસ? તમો જમણા હાથ તરફ ચાલ્યા જાઓ તોપણ બીલ્વમંગળે ખાડા તરફજ જવા માંડયું, પ્રભુ શ્યામસુંદરને દયા આવી કે આ આંધળો બ્રાહ્મણ ખાડામાં પડી જશે તેથી તેજ બાળ

સ્વરૂપમાં સુરદાસનો હાથ પકડી ખાડાની કોરે કોરે પ્રભુ દોરવા લાગ્યા બિલ્વમંગળે પણ તે બાળકરૂપ ભગવાનનો મખમલ જેવો હાથ જોરથી પકડી રાખ્યો અને સ્તુતી કરવા લાગ્યા.

હે દીનબંધુ, હે દયાળુ તમો યોગી મહાત્મા અને બ્રહ્મદીકોને પણ હાથ લાગતા નથી અને મારા ગરીબના હાથમાં આવી ગયાછો હવે હું તમોને છોડી શકવાનો નથી એમ કહી તેમનો કંઠ ગદ્ગદ થઇ ગયો અને હૃદય પ્રેમથી ધબક ધબક થવા લાગ્યું ત્યારે તે બાળક લાડ કરતાં ' મને ભૂખ લાગી છે છોડી દો " એવું કહીને હાથમાંથી છૂટી ગયો ? એ પછી બિલ્વમંગળ નિચેનું ચરણ ગાવા લાગ્યા.

**बाहु मरोरे जातहो निर्बळ जानके मोय**
**हृदयसे नहि जाओगे बळी वखानु तोय**

હે પ્રભુ તમો મારો હાથ મચડીને મને નિર્બળ જાણીને જતા રહેશો પરંતુ તમને મેં મારા હૃદયમાં બાંધી રાખ્યા છો તે કેવી રીતે જશો ?

× × × ×

ભક્તપાળક ભગવાન પોતાના ભક્તોને માટે અનેક અવતારો ધારણ કરે છે અને સંકટના સમયે કેવી રીતે સ્હાય કરે છે. એ આપ આ ટુંકી વાર્તા ઉપરથી સમજી ગયા હશો, બિલ્વમંગળ અથવા સુરદાસનું આ ટુંક જીવન ચરિત્ર અહીંથીજ પુરૂ થાય છે. તેમણે જનસમાજને ઘણો ઉપ ાર કર્યો છે. તેમણે સવાલાખ શ્રીકૃષ્ણનાં હિંદી ભાષામાં પદો બનાવ્યાં છે. ત્હેમાંનાં નીચેનાં એક બે પદ અત્રે આપીયે છીયે તો ધીમેથી વાંચી જોશો એજ.

## સુરદાસ ભજન રાગ—હોરી.

વ્રજમેં હરી ધૂમ મચાઇ ગોપી સરવે દેખન આઇ,
ઇતસે આઈ નવલ રાધીકા ઉતસે કુંવર કન્હાઇ;
હીલમીલ ફાગ ખેલે પરસપર શોભા બરની નહી જાઈ,
નંદ ઘેર બાજ બજાઇ. ૧
રાધે સાન કરે સખી અનકુ જૂઠ જૂઠ ઉઠવાઈ,
પકરો પકરો મનમોહનસે સબ સંપ કરો ધાઈ;
લાલેકુ નાચ નચાઇ. ૨
તાલ, પખાજ, વેણુ—વાજીંત્ર વાજે મંજીર શરણાઈ,
ઉડત ગુલાલ લાલ ભયો બાદળ સઘળી વ્રજસોહાઇ;
માનું બાગ વાજરાઇ. ૩
મુગટ પિતાંમ્બર છીનલીયો શીરપર ચૂંદડી હોડાઇ,
નેનુ જોયે નભ નેનુ બીચ કાજળ નકવેશર પેરાઇ;
માનુની નાર બનાઇ. ૪
કહત રાધીકા સુનહોને કૃષ્ણજી કહાં ગઇ ચતુરાઇ,
કહાં ગયો તેરો નંદબાવાજી કહાં ગઇ જશોમતી માઇ;
તને ક્યુન લેત છોડાઇ. ૫
ફગવા લીયા બીન જાને નદુંગી કરોમાં કોટી ઉપાઇ,
લગી કઠોર કઠર સબદીનકી મસ્તી નાચ નચાઇ;
બોનોદીન સાંખ ઉખાઈ. ૬
મુગટ પિતામ્બર દીયોને રાધીકા ફગવાલીયો મન ભાઇ,
સુર કહે છબી કહાં લગીબરનું ન એ સુખ બૈકુંઠનાઈ;
કરત જન કોટી ઉપાઈ. ૭

## સુરદાસ.

ભાઇ મેરે કામ ન આયો શ્રી હરિ બીના કોઇ મેરે કામ ન આયો
આ જુઠી માયાકે લીયે રતનસે જનમ ગુમાયો —શ્રીહરી—૧
કંચન કલસ ચિત્ર વિચીત્ર રચી રચી ભોવન બનાયો,
તામે તતક્ષણુ ગ્રહી કહાડયો. એક પલક રહેને નહી પાયો—શ્રીહરી—૨
ઘર તરિયા કહે સંગ ચલૂંગી, ધૂત ધૂત ધત તેરા ખાયો,
અંતસમે છૂપી ઘરભીતર, ડગ એક ન પહોંચાયો. —શ્રીહરી—૩
સો સુકૃતકર એક સુત જાયો બ્હોતહી લાડ લડાયો,
કાઢલીયો કંડીકો ધાગો અગ્નસુ બદન જલાયો. —શ્રીહરી—૪
અધમ ઓધારણુ ગુણુકા તારણુ, સોઈ પ્રભુ કયું વિસરાયો,
ના લીયો નામ રહ્યો મનધોકા, સુરદાસ પસ્તાયો. —શ્રીહરી—૫

સમાપ્ત.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટિંગ પ્રેસમાં શા. સાકલચંદ હરીલાલે ।
પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.